

વર્ષ ૨ અંક ૫
શ્રીઅજા
એકાદશી
વ્રત

શ્રાવણ વદ
૧૧, ૨૦૬૫

# તાત તણો પ્રતિબિંબ રે રસના



राग आशावरी :-

मोद भरि माँगत जु बधाई एसी ए मोय दीजै ।।

जायो पूत बड़भाग्य रुक्मिनी पहेले यह सुनि लीजै ।। १ ।।

हुलसि आयी मुख चुंबति भामिनी जो भावे सो लीजे ।।

वल्लभलाल वधाइ पर तनमन न्योछावर कीजे ।। २ ।।

## અનુક્રમણિકા



શ્રીગોકુલેશ પાઠશાળા





।। શ્રીગોકુલેશો જયતિ ।।

## તાત તણો પ્રતિબિંબ રે રસના

# શ્રીરસિક રસ ચરિત્ર

## નિવેદન

**શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમેં કરત વિહાર;**

**નિજ-જન કો વરન કારન, લિયો ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧**

**શ્રીગોકુલેશ હી એક નામ, જો સુખ દે સદા અપાર;**

**ઐસે સુખ સાગર શ્રીરાયજું, રાખે સદા શ્રીચરણ નિરાધાર. ૨**

**પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરે શ્રીવ્રજ વાસ;**

**દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખો શ્રીચરણ પાસ નિર્ધાર. ૩**

શ્રીમહોત્સવ એટલે મહા આનંદ, પરમાનંદ, પ્રિય એવા શ્રૃંગાર સહુએ કર્યા છે. જે દિવસ માટેનો મનોરથ બહુ દિવસથી વિચારતા હતાં, તે સૌભાગ્યની શુભ ઘડી નિર્હેતુક સ્નેહ ભર્યો આવ્યો છે. માંગલ્યમય રત્ન રસાલ શ્રીરુક્મિણીલાલ શ્રીગોકુલના ધણી અંતરમાં તેમજ બહાર ઘણુ જ આનંદિત થઇ ફૂલ્યા છે. સર્વે સેવક સમાજના મનમાં મોદ મા'તો નથી અને ગજચાલથી મલપતા નિજ ભક્તોના ભાવની આરત હરણ કરી રહ્યા છે. અને ભક્તો અનીર્વચનીય ભાવ વ્યક્ત કરી રહ્યાં છે. તેમના સર્વ ભાવ પૂરણ થશે કે નહીં, તેમ તર્ક વિતર્ક કરતા સર્વેના ભાવ પૂરણ કરે છે અને ભક્તના ભાવ જે પ્રબલ છે તેમને સહાયરૂપ છે. તેમ વિચારી તેમને શાંતી આપી રહ્યાં છે. જે સકલ સૌભાગ્ય પરમ ઉદાર શિરોમણી ભક્તોના ભાવને આધિન એવા ભક્ત વત્સલ શ્રીગોકુલ ધણી ઘણા જ ઉદારરાય શિરોમણી છે, સકલ શ્રીઅંગની સૃષ્ટિ જેના ભગવદીયોના ભાવરૂપી આભરણ તેમનાં શ્રીઅંગોને શોભાયમાન કરી રહ્યા છે. અને ભક્તો પોતાના ભાવ રસાલ પૂર્ણ થવાથી પ્રગટ હસી રહ્યાં છે.

એવા પ્રિયતમ, પરમ ઉદાર, ચતુરશિરોમણી, સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલનાથજી પ્રભુચરણના પ્રાગટ્યોત્સવનો અનેરો આનંદ આ ભક્તોએ સાક્ષાત્ માણ્યો છે. એવા રસભર્યા મહોત્સવને આજે પણ ભક્તો માગસર સુદ સાતમના દિવસે માણી રહ્યાં છે. અનેરો ઉત્સાહ, આનંદ છે. આ પ્રમાણે અનેક જીવો





શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજી, શ્રીસપ્તાચાર્યાન્તરગત સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ આપશ્રી તરફ આકર્ષિત થયા અને પછી સદાય માટે આપશ્રીમાંજ લીન થઇ આપશ્રીની આજ્ઞાનુસાર જીવન વ્યતિત કરવા લાગ્યાં. કેટલાક ભક્તોએ પોતાનો હૃદયનો ઉત્કટ ભાવ, લીલા દર્શનને શબ્દસ્વરૂપે પ્રકટ કરી અનેક પદો શ્રીઠાકોરજી માટે પ્રકટ કર્યા. એવાજ શ્રીમહાપ્રભુજીના અને શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર એવા અષ્ટસખાઓએ અનેક લીલા દર્શન કરી શબ્દ સ્વરૂપે પદ રચ્યાં. આઓ ! આજે આપણે એવાજ એક ભક્તકવિ, અષ્ટસખામાંના કવિ પરમાનંદદાસજી વિશે થોડુંક જાણીએ, અને સમજવાનો પ્રયાસ કરીએ. માર્ગની આજ વિલક્ષણતા છે, જે હૃદય-સ્ફૂર્ણા આપને ગદ્ય-સ્વરૂપે પ્રકટ કરવામાં અસમર્થ બની જઇએ, તે લીલા-ચરિત્રોને આવા ભક્તો પોતાના ઉત્કટ ભાવને કારણે જે કૃપા પ્રાપ્ત થઇ તેને આ સર્વે કાવ્ય-પદ્ય સ્વરૂપે પ્રકટ કરી આપણા આજના આધુનિક સેવકો માટે ઘણી મોટી કૃપા કરી છે. આવા ભક્તોએ તો સાક્ષાત્ લીલાના દર્શન પ્રાપ્ત કર્યાં છે, પણ આપણે તેજ ભક્તોના પદોને અનુસરી યત્કિંચિત લીલાના દર્શન પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરીએ. તો ચાલો ! આપણે હવે શ્રીમહાપ્રભુજીના કૃપાપાત્ર એવા કૃષ્ણદાસજી વિશે જાણીએ.

**કૃષ્ણદાસજી** :- આમ તો કૃષ્ણદાસજી, શ્રીનાથજીબાવાશ્રીના અધિકારી તરીકે પ્રસિદ્ધ છે. એ કૃષ્ણદાસ ગુજરાતમાં એક ચિલોતરા ગામના છે, ત્યાં એક કણબીને ઘરે જન્મ્યા. એ કણબી તે ગામનો મુખી હતો. એ ગામમાં હાકિમી કરતાં, જે સમયે કૃષ્ણદાસ આ કણબી પટેલના ઘરે જન્મ્યા તે સમયે આ કણબીએ અનેક બ્રાહ્મણોને ગામ-ગામથી બોલાવીને ભેગા કરી એમને પૂછ્યું કે મારે આ બેટો થયો છે, એનાં બધા લક્ષણ કહો, અને બેટાની આયુષ્ય કહો. હું એ બ્રાહ્મણને જન્મ ભરમાં જીવે ત્યાં, સુધી ખરચી દઉં. ત્યારે બધાં બ્રાહ્મણોએ એ કણબીએ કહ્યું કે અમને ચાહે તમે કશું આપો કે ન આપો, પણ તમારો બેટો તો શ્રીભગવાનનો પરમ ભક્ત થશે. કૃષ્ણદાસ એનું નામ થશે, અને તમારા ઘરમાં નહીં રહે. એ સાંભળીને એ કણબી પટેલ બહુ ઉદાસ થયો અને દાન પુણ્ય બહુ કર્યું, અને કૃષ્ણદાસ નામ ધર્યું.

શ્રીમહાપ્રભુજીના સેવક થયાં. એક સમયની વાત છે. શ્રીગોવર્ધનનાથજીનો શ્રૃંગાર બંગાળી બ્રાહ્મણો કરતાં હતાં, શ્રીમહાપ્રભુજીએ શ્રીગોવર્ધનનાથજીને મીનાનાં બધાં આભરણ સિદ્ધ કરાવ્યાં હતાં. મોર પિચ્છનો મુકુટ, કાછની વાગા, બધું બનાવી દીધું હતું. બંગાળીઓ શ્રીગોવર્ધનનાથજીની સેવા કરતાં હતાં. શ્રીગોવર્ધનનાથજીને ભેટ આવતી તે ભેગી કરીને બધી પોતાના ગુરૂને ત્યાં તેઓ મોકલવા લાગ્યાં. જ્યારે શ્રીમહાપ્રભુજીએ શ્રીગોવર્ધનનાથજીના મંદિરમાં કૃષ્ણદાસને અધિકારી કર્યાં ત્યારે કૃષ્ણદાસ મથુરા, આગરાથી સામગ્રી લાવી દેતા.

આમ કરતાં ઘણાં દિવસ વિત્યાં. ત્યારે એક દિવસ શ્રીગોવર્ધનનાથજીએ અવધુતદાસને જણાવ્યું કે તમે કૃષ્ણદાસ અધિકારીને કહોં કે આ બંગાળીઓને કાઢે. મારે મારો વૈભવ વધારવો છે, અને આ બંગાળીઓ મને ભોગ ધરે છે તે એમની ચોટલીમાં એક દેવીનું સ્વરૂપ છે, તેને મારી પાસે બેસાડે છે, તેથી એ બંગાલીઓને જલ્દી

કાઢો. ત્યારે અવધુતદાસે એ વાત પોતાના મનમાં રાખી. પછી એક દિવસ કૃષ્ણદાસ શ્રીગોવર્ધનથી મથુરા જતા હતા ત્યારે માર્ગમાં અવધુતદાસે કૃષ્ણદાસને પૂછ્યું, 'તમે ક્યાં જાવ છો?' ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે મથુરા જઉં છું, થોડી સામગ્રી જોઈએ છે. ત્યારે અવધુતદાસે કહ્યું કે શ્રીનાથજીની સેવા કોણ કરે છે?, ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે બંગાળીઓ કરે છે. એટલે અવધુતદાસે કહ્યું કે શ્રીગોવર્ધનનાથજીની ઈચ્છા બંગાળીઓને સેવામાંથી કાઢવાની છે. અને પછી સર્વ વૃત્તાંત કહ્યું. એટલે આ યુક્તિ કરીને બંગાળીઓને સેવામાંથી કાઢ્યાં.

જ્યારે આપણે વાર્તાનું વાંચન કરીએ છીએ, ત્યારે તો આપણને આ સર્વ પ્રસંગ સ્પષ્ટ રીતે સમજાય છે. અને આ કૃષ્ણદાસજીએ બહુજ પ્રીતિથી શ્રીનાથજી બાવાની અધિકારીતાં સિદ્ધ કરી. અધિકારીની સાથે સાથે આપ પરમ ભક્ત છો, તેથી શ્રીપ્રભુનાં અનેક લીલા-ચરિત્રોનું અવગાહન કરતાં અનેક પદો પણ રચ્યાં છે.

<u>રાગ કાન્હરો</u>:- સિખવતી હરીકોં મુરલી બજાવત। સપ્ત રંધ્ર પર ધરત અંગુલી દલ કંધ બાહૂ ધરી મધુરે ગાવત ।। ૧ ।। સરસ ભેદ ગતી રાગ કન્હરો ગતી બિલાસવર નયન નચાવત । કૃષ્ણદાસ બલી વૈભવકી ગીરીધર પિય પ્યારી મન ભાવત ।। ૨ ।।

આવા અનેક પદોની રચના કૃષ્ણદાસજીએ કરી છે.

...ક્રમશ :

**વધાઈ વધાઈ વધાઈ**

આ પખવાડિયુંમાં પણ ઉત્સવો. શ્રીરાધાજીના પ્રાગટ્યોત્સવ, ઋષિ પંચમીએ દ્વિતીય શ્રીસ્વામિનીજી શ્રીચંદ્રાવલીજીનો ઉત્સવ, શ્રીરાધાષ્ટમી-મુખ્ય શ્રીસ્વામિનીજીનો ઉત્સવ. અને પછી દાન એકાદશી-પરિવર્તિની એકાદશીના શુભ દિવસે દશદિગંત વિજયી શ્રીપુરુષોત્તમચરણનો ઉત્સવ.

(૮૪ વૈષ્ણવની વાર્તા અને શ્રીગોકુલેશ ધોલ પદ માધુરીમાંથી સાભાર)

ભાવત્ક:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા, રાજેન્દ્રભાઈ કડકીયા (યુ.એસ.એ.)







## ।। શ્રીગોકુલેશો જયતિ ।।

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ શ્રાવણ વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ ભાદરવા સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

ઓગસ્ટ ૧૭, ૨૦૦૯ થી ઓગસ્ટ ૩૧,૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૨ - શ્રાવણ વદ | સોમ | ઓગસ્ટ-૧૭ | **શ્રીઅજા એકાદશી વ્રત** |
| ૧૩ | મંગળ | ૧૮ | |
| ૧૪ | બુધ | ૧૯ | |
| ૩૦ | ગુરુ | ૨૦ | **કુશગ્રહણી અમાસ** |
| ૧ | શુક્ર | ૨૧ | |
| ૨ | શનિ | ૨૨ | **શ્રીરાધાષ્ટમીની વધાઇનો પ્રારંભ** |
| ૩-૪ | રવિ | ૨૩ | |
| ૫ | સોમ | ૨૪ | **ઋષિ પંચમી. દ્વિતીય શ્રીસ્વામિનીજી શ્રીચંદ્રાવલીજીનો ઉત્સવ.** |
| ૬ | મંગળ | ૨૫ | |
| ૭ | બુધ | ૨૬ | |
| ૮ | ગુરુ | ૨૭ | **શ્રીરાધાષ્ટમી-મુખ્ય શ્રીસ્વામિનીજીનો ઉત્સવ.** |
| ૯ | શુક્ર | ૨૮ | |
| ૯ | શનિ | ૨૯ | |
| ૧૦ | રવિ | ૩૦ | |

**જ્ઞાન અથવા ક્રિયા જે કાંઇ ઇન્દ્રિયોથી ઉત્પન્ન થાય છે તે ભગવાનને પ્રાપ્ત કર્યા વિના જ પાછું ફરે છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૬-૧૦)

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*





।। શ્રીગોકુલેશો જયતિ ।।

# શ્રીરસિક રસ ચરિત્ર

## પૌંગડ લીલા

...ગતાંકથી આગળ

એવો કોણ જે વિશદ કરે, પરમ અગાધ નહિ નિર્માણજી ।।
એહોનાં ચરણ કમલ જુગ વંદિને પરસીને, કાંઈ એક કહું છુ બુદ્ધિ પ્રમાણજી।।
પ્રથમ આદિ શ્રીકર સુશોભિતી, આદિ લક્ષ્મીનું જે રૂપજી ।।
ચરણ તલાશે છે એ પ્રભુ તણાં, તે માટે એ મુજ્ઞ અનૂપજી ।।
શ્રીરિદ્ધિ રૂપા લક્ષ્મી કહીએ છે, જેનો અંશ છે મહાસુખ ધામજી ।।
અંશ તે ત્રિભોવન માંહે વ્યાપી રહ્યોં, તે યાહાં દિન થઈ કરે કામજી ।।
શ્રી એવું શોભાને કહિએ સદા, અંશ જેનો ત્રિભોવન માહાંજી ।।
શોભા સકલ પૂરી રહ્યો તે, શોભા પામે છે યાહાંજી ।।
શ્રી એહવું સ્ત્રી અવતાર કહીએ છે, તે છે વ્રજ સીમંતિની જેહજી ।।
તેહને ભાવ એ પ્રભુએ પામીએ, તે માટે શ્રી પહેલી એહજી ।।

**શ્રીગોકુલેશજીની પૌંગંડ લીલાઃ-** જ્યાં શ્રીગોકુલેશજી પોતાના શ્રીચરણ ધરે છે, ત્યાં સર્વસ્વ વારે છે, અને ભુમિનું ભાગ્ય જેને ચરણ અંક સ્પર્શ થાય છે, અહીં રહીને ખેલ અનેક પ્રકારના ખેલી રહ્યાં છે. ગોલી ગેંદ ચોતાન તે હાથમાં લઈને ખેલે છે. કોઈ ચકડી, કોઇ ચકરી, એમ ખેલવાના સાજ ભાગ્યવાન શ્રીગોકુલેશજીના કાજે લાવી રહ્યાં છે. ખેલનો અખાડો રચે છે. અને સહુ પ્રકારના કૌતુક કરે છે. સહું લરકાં (બાળકો) શ્રીગોકુલેશજીના સમાનવયના ત્યાં બહુ મળીને આવે છે. ત્યા કોઇ અનેરો ખેલ, નવિન ખેલ શ્રીગોકુલેશજી ખેલે છે. આવા ખેલ કરીને સૌ બાળકોને શ્રીગોકુલેશજી મોહી રહ્યાં છે. જોતાં અંધાતા નથી, ભાંત ભાતની લીલા કરી સ્વાદ ઉપજાવે છે. બાળકોને પાછા પોતાના ઘરે જવું ગમતું નથી, કારણકે જે સમે જે રસનો અંગીકાર કર્યો તે સમય નિઃશંક થઇ રમે છે. એવા સત્યસંકલ્પ શ્રીગોકુલેશજી પ્રભુ ઘર થકી એવા પરમ પ્રવિણ વળી આટલા ખેલવણાથી સંતોષ ન થાય ત્યારે ત્યાં એક ખરાદિ કારીગર રહે તેને ઘેર પોતે

જાય તેનું નામ મદસુદન હતુ, તે અતિ ભલો, અડેલમાં રહેતો હતો, તેને શ્રીગોકુલેશજી પોતે મધુર વચને કહે છે ‘ખિલોના કર દેગો’, એ વચન શ્રીગોકુલેશજીના સાંભળીને મદસુદન તરતજ વિનંતી કરી કે ‘બલિહાર જાઉ, નયન સું નયન મિલે યાતેં કાહા ચહિરા એસી કહાંતે પઈયે તુમ માંગો અરૂ મેં દેવું’.

તે ખિલોના વાળો વૈષ્ણવ હતો, અને સીધો હતો. બાળલીલાની સુરતી આવે ત્યારે શ્રીગોકુલેશજી વચનામૃત કહે છે, અને ભાગ્યવાન ભગવદીયો સાંભળે છે, એવા અગણીત કૌતુક નિત્યના થાય છે, વળી આંખ મિચામણીનો ખેલ ખેલે છે. તેમાં ગૂઢ અને ગોપનીય ભાવ છે. સૌ છોકરા-છોકરીઓ એકત્ર મળીને ખેલે છે, તે સમયે એક રસ થઇને રમે, અન્યત્ર ભાવ નથી, સ્ત્રી-પુરુષનો ત્યાં ભેદ વિજ્ઞાન ન હોય, વળી અંધારી રાત્રી હોય કે અજવાળી હોય, જ્યાં જે રીતે રસ પડે ત્યાં પોતાની રીતે બાળકોમાં રમતાં કોઇ એક આંખ મિચાવે. આવા અનેક ખેલ શ્રીગોકુલેશજી કરી રહ્યાં છે. એમ ખેલ ખેલમાં એવા પોતે તાદ્રસ (રસ-મગ્ન, તલ્લીન) થઇ રમે છે, કશાનું અનુસંધાન રહેતું નથી. જ્યારે માતા શ્રીરુક્મિણીજી ભોજન માટે પધારવા આજ્ઞા કરે, ત્યારે ભૂખ નથી, એમ કહી પોતે ખેલ છોડતાં નથી. પણ માતાનો સ્નેહ યાદ આવે ત્યારે વળી પોતાના ઘરે પધારે, ત્યારે શ્રીરુક્મિણીજી ઉરથી ચાંપીને સર્વસ્વ ઓવારે, મુખ કમળમાં ચુંબન કરી અંચલથી શ્રીમુખને પોછે, રસ નિવારે, અંગોચ્છ કરે, શ્રીરુક્મિણી માતાજી ભૂમિનો ઉપકાર માને છે. પછી માતા શ્રીગોકુલેશજીને સ્નાન કરાવે છે, અને પ્રેમથી ભોજન કરાવે છે, ત્યાર બાદ ખેલ કરવાથી અતિ શ્રમ પામેલ પોતાના લાડકવાયા શ્રીગોકુલેશજીને પોઢાવે છે, ભૂષણ પહેરાવે છે, હ્રદય સમા ચાંપીને ચુંબન કરી પરિતાપ ટાળે છે, અનેક પ્રકારના વાત્સલ્ય કરી પુત્રત્વે થઇ જેને રસનું પાન કરાવે છે, તે માતાના ભાગ્વનો કોણ પાર પામી શકે છે? શ્રીગોકુલેશજી શ્રીમુખે ઘણીવાર કહે છે કે ‘હમારી માતા હમસું બહુત હેત કરે, સેજ પર સોંવે ત્યાંહાં પકવાન રાખે ઉઠતહી પકવાન મેં હમ કર મેહેલે, દાંતુન યાહી સું કરે ખાવેં અરૂ ખેલે’.

બાળ અવસ્થાનું કશુંક ભિન્ન પ્રકાર રહે, વારંવાર માતાજી એ લીલા નિરખવા આતુર રહે છે. આવી અનેક પ્રકારે લીલા કરી માતાને રીઝવે છે, સૌ બાળકોને પણ અદ્ભૂત રસનું દાન કરે છે.

ગુણ ગાવે અરુ જશ સુને, કરે પ્રભુકી બાત.
લીલા અવગાહન કરે, પ્રેમ સહિત દિન રાત ..

..ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીગોકુલેશ વાક્સુધા

## ।। શ્રીસર્વોત્તમસ્તોત્રમ્ ।।

## ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું આઠમું નામ **वेदपारगः**[૯] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે વેદપારગને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. अतृप्तम् उत्सृज्य ज्वेन सा ययौ (૧૦.૯.૫), दधिनिर्मंथने काले (૧૦.૯.૨), तमङ्कम् आरुढम् अपाययत् स्तनम् (૧૦.૯.૫), रजज्वाकर्षश्रमभुजचलत् (૧૦.૯.૩), स्वार्भकस्य कृतागसः (૧૦.૯.૧૫)

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે શ્રીમહાપ્રભુજીનું અલગ સ્વરૂપ સમજવાનો પ્રયાસ કર્યો, આપશ્રી સકલ વેદના જ્ઞાતા છો, જાણકાર છો, વેદ પરાગ છો, **वेदपारगः**[૯] સ્વરૂપ છે. હવે શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ આગળ કેવું છે? આપ જ્યારે વેદના પરાગ છો, ત્યારે શું એવી લીલા પ્રગટ કરી હશે? તો આ વિશે શ્રીગુસાંઈજી આજ્ઞા કરે છે કે શ્રીમહાપ્રભુજી કેવા છે? આના સમાધાન માટે શ્રીગુસાંઈજી શ્રીમહાપ્રભુજીનું દશમું નામ પ્રગટ કરે છે: **मायावाद-निराकर्ता**[૧૦] શ્રીમહાપ્રભુજી બધું જ કાંઈ મિથ્યા-માયિક છે એવું નિરૂપણ કરવાવાળો જે માયાવાદ છે તેનું આપ નિવારણ કરવાવાળા છો.

**मायावाद-निराकर्ता**[૧૦] **सर्ववादि-निरासकृत्**[૧૧] ।।
**भक्तिमार्गाब्जमार्तण्डः**[૧૨] **स्त्रीशुद्राद्युद्धृतिक्षमः**[૧૩] ।।૯।।

ભાવાર્થ :- [૧૦]શ્રીમહાપ્રભુજી બધું જ કાંઈ મિથ્યા-માયિક છે એવું નિરૂપણ કરવાવાળો જે માયાવાદ છે તેનું આપ નિવારણ કરવાવાળા છો, [૧૧]આપશ્રી વેદવિરુદ્ધ અર્થ કરવાવાળા બધા વાદિઓનું ખંડન કરવાવાળા છો, [૧૨]આપ ભક્તિમાર્ગરૂપ જે કમળ છે તેના માર્તંડ, તે સૂર્યરૂપ-પ્રકાશને કરવાવાળા છો, અને [૧૩]આપ સ્ત્રી-શુદ્રાદિક સકલ જીવોના ઉદ્ધાર કરવાવાળા છો.





**मायावाद-निराकर्ता**[१०] **:-** બધું જ કાંઇ મિથ્યા-માયિક છે એવું નિરૂપણ કરવાવાળો જે માયાવાદ છે તેનું આપ નિવારણ કરવાવાળા.

રાગ : ટોડી

માયવાદનિરાકર્તા પ્રકટે શ્રીવલ્લભદ્વિજરાજ ।।
શ્રીહરિ પ્રગટ કિએ મુખમૂરતિ પુષ્ટિ પ્રગટવે કાજ ।। ૧ ।।
મહિમા સ્રવન સુનત કુમુદિનિસે ફૂલે ભક્તસમાજ ।।
અબ ઉદ્ધાર વિષયિની ચિંતા ગઇ સબનિકી ભાજ ।। ૨ ।।
જયજયકાર ભયૌ ત્રિભુવનમેં રહે ભુવન સબ ગાજ ।।
સુમિરનતેં આનંદ હોત હે 'ગોવિન્દ' જન શિરતાજ ।। ૩ ।।

**શ્રીમહાપ્રભુજી બધું જ કાંઇ મિથ્યા-માયિક છે એવું નિરૂપણ કરવાવાળો જે માયાવાદ છે તેનું આપ નિવારણ**[૧૦] **કરવાવાળા मायावाद-निराकर्ता**[१०] **છે.**

**મૂળ ટીકાનો ભાવાર્થ** :- જોકે 'સાકારબ્રહ્મવાદૈકસ્થાપક', 'વેદપારગ' એ બે નામનો અર્થ જણાવ્યો, તેથી જ માયાવાદનું ખંડન થયું, છતાં પણ ફરી જે 'માયાવાદનિરાકર્તા' એમ કહ્યું, તેનો આ (નીચે પ્રમાણે) અર્થ છે. માયાનો આશ્રય કરીને બધું મિથ્યા એટલે અસત્ છે, એવો પ્રકારનો જે મત, તે 'માયાવાદ'. તે બધી શ્રુતિઓથી વિરુદ્ધ છે, તે કારણને લીધે તેનું ખંડન કરનાર (શ્રીમહાપ્રભુજી) છે. તે (માયાવાદ)થી વિરુદ્ધ શ્રુતિઓ કહીએ છીએ. તેને રચીને પછી તેમાં જ પ્રવેશ કર્યો, તેમાં પ્રવેશ કરીને સત્ અને ત્યત્, નિરૂક્ત અને અનિરૂક્ત, નિલયન અને અનિલયન, વિજ્ઞાન અને અવિજ્ઞાન, સત્ય એન અનૃત અને સત્ય થયા. આજે જે કાંઇ છે તે સત્ય છે, એમ કહે છે. તેમાં પણ આ શ્લોકાર્થ છે 'ખરેખર! આ સર્વ બ્રહ્મ છે', વિગેરે શ્રુતિઓથી (માયાવાદ) વિરુદ્ધ હોવાથી તે મતનું (શ્રીમહાપ્રભુજીએ) ખંડન કરેલું છે, એ જણાવવા 'માયાવાદ નિરાકર્તા' એ નામ કહેલું છે. ૧૦

**સરળ સમજૂતિ** : સનૈવ રેમે। સ ઇક્ષાંચક્ર પ્ર. ૬-૩ તસ્માદેકાકીને રમતે। સ દ્વિતિયમૈચ્છત્ સ હૈતાવાનાસેતિ (બૃ. ૧.૪.૩)

આવા પ્રકારના અલોકિકાકારને શ્રુતિઓ નિષેધ ન કરતાં બ્રહ્મનું સાકારત્વ અને સદ્ધર્મકત્વ સિદ્ધ કરે છે. બ્રહ્મનું સર્વ રીતે નિરાકાર પણું છે. એવો શ્રુતિઓનો જો અભિપ્રાય હોત તો '**સદેવે ઇક્ષાંચક્રે**'થી આકાર પ્રતિપાદન ન કરતાં. વ્યાસસૂત્રમાં પણ કહ્યું છે.

**પ્રાકૃતૈતાવત્યં હિ પ્રતિષેધતિ તતો બ્રવીતિ ચ ભૂય:** [૩.૨.૨૨]





બ્રહ્મના પ્રાકૃત આકારનો શ્રુતિઓ નિષેધ કરે છે પણ અલૌકિક આનંદ આકારનો નિષેધ કરતી નથી. અને સાકારપણું સિદ્ધ કરે છે.

બ્રહ્મને નિરાકાર વર્ણવતી શ્રુતિઓનો આશય 'અસ્થૂલમનબહ્સ્વમ' વિગેરેથી બ્રહ્મ લૌકિક દૈહાદિ પ્રાકૃત આકારવાળું નથી, પરંતુ 'આનંદમાત્રકરપાદમુખોદરાદિ' આવા અલૌકિક આકારવાળું બ્રહ્મ હોવાનો છે.

સંપૂર્ણ શ્રુતિઓનો સમન્વય અને યથાર્થ હાર્દ ત્યારે જ બની શકે જો બ્રહ્મમાં સર્વકતૃત્વ અને વિરૂદ્ધધર્માશ્રયત્વ છે તેવું માનવામાં આવે. શ્રુતિઓના એકદેશી અર્થો કરી બ્રહ્મને નિર્ધર્મક અને માયાનું સર્વકર્તાપણું માનવાથી શ્રુતિઓનો સમન્વય સાધી ન શકાય. અને તેથી જ બ્રહ્મની શ્રી-પુષ્ટિ-ગિરા-કાન્તા આદિ અનંત શક્તિમાંથી એક શક્તિને માયા માની બ્રહ્મનુજ સર્વકર્તાપણું સ્વીકારી આચાર્યશ્રીએ માયાવાદને તુચ્છીકૃત આલેખ્યો.

પ્રભુને સ્વભોગાર્થ અને દૈત્યોને વ્યામોહ કરવા માટે માયા ઉપયોગી છે. સાકાર બ્રહ્મ જુદુ અને નિરાકાર બ્રહ્મ જુદુ એવો મિથ્યાભાસ માયાથી ભ્રાન્ત થયેલા કહે છે અને જીવોને ઉલટે રસ્તે લઇ જતા હોવાથી શ્રીમહાપ્રભુજીએ આવા કલ્પિત વેદ વિરુદ્ધ મયાવાદને નિરાસ કર્યો. તેથી શ્રીગુસાંઇજીએ આ નામ કહ્યું માયાવાદનિરાકર્તા.૧૦

**શ્રીમહાપ્રભુજી બધું જે કાંઈ મિથ્યા-માયિક છે, એવું નિરૂપણ કરવાવાળો જે માયાવાદ છે, તેનું આપ નિવારણ કરવાવાળા છે. માયાવાદ-નિરાકર્તા છે.**

.ક્રમશઃ

સંયોજનઃ- જિન શ્રીવલ્લભરૂપ ન જાન્યો, શ્રીગોકુલેશ વાક્ સુધામાંથી સાભાર

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૧૫. સેવા અને સત્સંગનો ભાવ

અબ ઓરહું શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હે, પંદરમો લક્ષણ કહેત હે જો, વૈષ્ણવકો લૌકિકમેં આતુરતા ન રાખની. લૌકિકકી આતુરતાતેં સેવા વિષે ઉદ્વેગ હોય. તબ પ્રતિબંદ હોય. ઉદ્વેગઃ પ્રતિબંધો વા ભોગો વા સ્યાત્તુ બાધક -સેવાફલ ૨ (ઉદ્વેગ પ્રતિબંધ અથવા ભોગ સેવામાં વિઘ્ન

કરનાર છે.) એસે કહે હે, સો સેવા વિષે લૌકિક કાર્ય વૈદિક કાર્ય સિદ્ધિ અથવા લૌકિક જીવકો સમાધાન ન કરે. ઓર સેવામેં ગુરુકો તથા વૈષ્ણવ ભગવદીયકો કાર્ય કરેઃ ચિંતા નાંહી પ્રભુ અપનો કાર્ય જાની વેગી હી પ્રસન્ન હોય ઓર મુખરતા દોષ બહોત બડો હે, સો અપને મનમેં વિચાર રાખનો. સેવામેં લૌકિક વાર્તા-સંભાષણ કાહુસો ન કરે, લૌકિક વાર્તા કહે સુને તો આસુરાવેશ આવે ઓર સેવા વિષે (બાબતમાં) કાહુસો કાર્યાર્થ બોલે તો યહ પુષ્ટિમાર્ગ વિષે બડો સાધન હે ઓર ભગવદ્ સેવા વિષે બોહોત બોલે નાંહી, ઓર સેવા વિષે લૌકિક વાર્તા ન કરની, દુર્વચન ન બોલે, સેવામેં કાહુકી જુઠી-સાચી ન કહેની. શ્રીઠાકોરજીકી ટહલ પ્રીતિ સો કરની, પ્રભુનકો ઉપકાર ભલો માને. જો પ્રભુજી કૃપાકરીકે અપની ટહલ કરાવે હૈ ઓર સેવા કરીકે કછુ લૌકિક-વૈદિકમેં વાસના ન રાખે. અપુનો મુખ્ય વૈષ્ણવ ધર્મ જાનિકે સેવા કરે ઓર વૈષ્ણવ હોય કે સેવા ન કરે તો ભગવદ્ ધર્મ ઘટે. વૈષ્ણવ હોય કે કછુ દુ:ખમેં વ્યાકુલ ન હોનો.

શ્રીઠાકોરજીકે વસ્ત્ર-આભરણ-સામગ્રી સ્વરૂપાત્મક જાને. તાતે પ્રભુ સંબંધી વસ્તુ હોય તો અપને અલૌકિકમેં કરની. ઓર પ્રભુનકો જબ નયો વસ્ત્ર પહેરાવે તબ પુરાને પ્રસાદી હોય તિનસો કાર્ય ચલાવે નયે આપુ વિના પ્રસાદી પહેરે તો બહિર્મુખતા ઉપજે.

ઓર ચિત્તમેં કષ્ટ કાહુ વાતકો અપને મનમેં ન લાવે, અપનો ભોગ નિવર્ત દુ:ખ કરીકે જાને, સુખમેં પ્રભુનકો ભૂલિ જાત હે, તાતે સુખતેં દુ:ખ આછો જો પ્રભુનકો સ્મરણ હોય. તામે આપુકો દર્શન હોય. સો યહ કુંતાજીને કહી જો વિપત્તિ ભલી (શ્રીભાગવત.૧.૮.૨૪) જામે આપકો દર્શન હોય. ઓર પુષ્ટિમાર્ગી પંચાક્ષર-અષ્ટાક્ષરકો જપ કરનો. વિના પ્રસાદી જલપાન પર્યંત લેનો ઉચિત નહીં. અષ્ટાક્ષરકો સ્મરણ અપવિત્ર કાલ વિષે (હુ) કરે. ઓર ભગવદ્ નામ ભૂલે તો આસુરાવેશ હોય ઓર કાલ આવરદાકો ખાય જાત હે. ઓર શ્રીઠાકોરજી આગે બાલલીલા-કિશોરલીલા ઓર વ્રજસંબંધી લીલાકો ગાન કરનો. ભક્તન સો મિલી લીલા હેતુ ગાન કરીકે સુનિકે શ્રીઠાકોરજી વેગ હી પ્રસન્ન હોય ઓર ભગવદીય વૈષ્ણવકે આગે લીલારસકો ગાન કરનો. સાધારણ કોઇ બેઠો હોય તો શિક્ષાકી વાત કહેની. કીર્તન ગાન કરને. જો ભક્તિમાર્ગકો દ્વેષી બહિર્મુખ બેઠ્યો હોય તો અપને મનમેં ગુણગાન ભગવદ્ સ્મરણ કરનો ઓર બાહિર અપને ધર્મકો પ્રકાશ કબહુ ન કરનો. ઓર ભગવદ્ જપ-પાઠ-સેવા-સ્મરણ તથા ભગવદ્ધર્મ બઢાયવેકો ઉપાય કરનો. કામ ક્રોધ મદ મત્સરતા લૌકિક આવેશ સર્વથા દૂર કરનો અપને પાસ ઓર વૈષ્ણવકે પાસ લૌકિક આવે તો ભગવદ્ ધર્મ મેં મન લગાયવેકી શિક્ષા કરનો ઓર ન માને તો કછુ બોલનો નાહીં વાસો બહુત પ્રીત ન કરની.





ઓર ભગવદીયકે મિલિવેકો ઉપાય અહર્નિશ કરનો. ઉનકી ટહલ કરિ પ્રસન્ન કરિ ઉનસો ભગવદ્ ધર્મ પૂછનો તામેં વિશ્વાસ કરિ કે ભગવદ્ ધર્મકી રીતિ વે કહે તેસે ચલનો જો કછુ ભગવદ્ ધર્મ ન બની આવે તો મનમેં જો કછુ ભગવદ્ ધર્મ ન બની આવે તો મનમેં તાપ-ક્લેશ રખનો ઓર ભગવદીયકો યા અપને ગુરુકો ઘર લાયકે પ્રસન્ન કરકે ગૃહાદિક પવિત્ર કરાવનો. ભગવદી આવે તબ ઘરમેં પ્રભુ પધારે. ભગવદીયસો લૌકિક વૈદિક વાર્તા ન કરની. જો યહ કાલ પરમ મહા દુર્લ્લભ હે. સો જાનિકે પુષ્ટિમાર્ગકો પ્રકાર પૂછનો ઓર કોઇ ભગવદીય દેશાંતરતેં આયો હોય તો તિનસો મિલનો. જો ભગવદીય કે હૃદયમેં પ્રભુ બિરાજત હેં સો તિનકે મિલેતે અપનો હૃદય પવિત્ર હોય, કોમલ હોય તબ અપુને હૃદયમેં સોં કૃપા કરિકે સર્વથા પધારે યહ ભાવ જાનનો યા પ્રકાર શ્રીગોકુલનાથજી વૈષ્ણવનકો શિક્ષા દીની હે. ઈતિ પંચદશ પ્રસંગ. ૧૫

..ક્રમશઃ

।। ઈતિ શ્રીગોકુલનાથજીકૃત પંદરમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

### પરમકૃપાપાત્ર બહેનજીરાજ

બહેનજીરાજ ગુજરાતનાં કપડવંજના વતની અને જ્ઞાતિએ પોરવાડ વણિક હતા. તેમના પિતાનું નામ વિષ્ણુજીભાઇ અને માતાનું નામ માંગાદે હતું. તેમના પિતા શ્રીગુસાંઇજી પ્રભુચરણના સેવક હતાં.

શ્રીગોકુલેશપ્રભુ જ્યારે ગુજરાતમાં કપડવંજ ગામે પધાર્યા ત્યારે આપશ્રી કૃપા કરી વિષ્ણુજીભાઇને ઘરે પધાર્યા હતા. તેમની સેવા-ટહેલથી અતિ પ્રસન્ન થઇ શ્રીગોકુલેશજીએ આજ્ઞા કરી હતીઃ 'તેરે ઘર એક લીલોપયોગી રત્ન પ્રગટ હોયગો', થોડા સમય પછી શ્રીગોકુલેશજીના વચનામૃતાનુસાર વિ.સં.૧૬૪૭ના પોષ સુદ ૧૩ના શુભ દિવસે બહેનજીરાજનો જન્મ થયો હતોં.

આ બહેનજીરાજના ત્રણ જન્મ થયા હતાં. શ્રીગોકુલેશજીના કૃપાપાત્ર ભગવદીય નાગરદાસભાઇ નીચે ધોળમાં આનો ઉલ્લેખ કરે છે

અચલ સોહાગી મહા બડભાગજી, અતિ અનુરાગી લીલારસપાગીજી.૨

શ્રીવલ્લભપ્રિયા મહારસરૂપજી, આનંદદાયક ગોકુલભૂપજી. ૩

એહોનું પ્રાગટ્ય પરમ રસાલજી, સ્વરૂપાંતરે ફરી ફરીયને બાલજી.૪

પ્રથમ સમાગમ ગઢે રહીએજી, શ્રીવલ્લભે દાન કર્યું ત્યાં જઇએજી. ૭

ફરી પ્રાગટ્ય કર્યું વડગામજી, લીલા પધારી કરી તે ધામજી. ૧૧

સંતદાસ ઘેર એ રસ બાલજી, ત્યાંહાં પધારિયા ગોકુલપાલજી. ૧૨

કપડવણજે ફરી પ્રગટ્યાં એ ભક્તજી, રસિક મનોરથ અતિ અનુરક્તજી. ૧૫

વિષ્ણુજી પિતાને માંગાદે માતાજી, એહો ઘેર પ્રકટ્યાં સુંદર ગાતજી. ૧૬

આ પ્રમાણે બહેનજીરાજનું પ્રથમ પ્રાગટ્ય ગઢામાં રાણી દુર્ગાવતીનું, બીજું પ્રાગટ્ય સૂરત નજીક વડગામમાં તદાસજીને ઘેર બેગાજાબાઇરૂપે અને ત્રીજું જન્મ કપડવંજમાં વિષ્ણુજીભાઇના ઘેર બહેનજીરાજ રૂપે થયું હતું.

બહેનજીરાજ બાલ્યાવસ્થાથી જ શ્રીગોકુલેશપ્રભુમાં સ્વરૂપાસક્ત હતાં. શ્રીગોકુલેશજીના દર્શનની આર્તિ અતિ ઉત્કટ બનતાં, તેમણે એક વિનંતિપત્ર શ્રીગોકુલેશજીને લખી મોકલ્યો હતો, જેમાં પોતાની વિરહ અવસ્થાનું વર્ણન કર્યું હતું.

અહીં શ્રીમદ્ ગોકુલમાં શ્રીગોકુલેશજી ભોજન કરી ગાદી તકીએ બિરાજ્યાં હતા, તે સમયે બહેનજીરાજનો પત્ર આવ્યો. પત્ર વાંચતાં જ મહાકારૂણિક શ્રીગોકુલેશજીનું હૃદય ભરાઇ આવ્યું. આપશ્રીએ પત્ર લાવનાર કાસદને સર્વ સમાદાર પૂછ્યા. કાસદે પ્રત્યુત્તર વાળતાં વિનંતી કરી કે ‘રાજ, આપના પત્રદર્શનની બહેનજીરાજ અતિ આર્તિપૂર્ણ હૃદયે પ્રતીક્ષા કરે છે’. ત્યારે શ્રીગોકુલેશજીએ આજ્ઞા કરી કે કાલે ઉત્થાપ સમયે પ્રત્યુત્તર લખી આપીશું.

બીજા દિવસે ઉત્થાપન સમયે કરૂણાસાગર શ્રીગોકુલેશજીએ બહેનજીરાજના વિનંતિપત્રના પ્રત્યુત્તરમાં આજ્ઞઅ કરી છે (પત્રનો ભાવાનુવાદ)

‘તમારો પત્ર વાંચી અતિ સંતોષ થયો. સર્વ સમાચાર જાણ્યા. કોઇપણ પ્રકારની ચિંતા કરશો નહિં. શ્રીઠાકોરજીએ સર્વ કંઇ સારું જ વિચાર્યું છે. બધું સારું થશે જ. બહારથી ભગવદ્ભાવ છૂપાવી ગોપ્યભાવે રહેવું. સર્વ સમાચાર મોકલતા રહેશો. અમે પણ તમારી પ્રતિક્ષા કરીએ છીએ. આગળ સર્વ સારું થશે જ. ચિંતા કરશો નહિં. પ્રસાદીવસ્ત્ર, માળા, મહાપ્રસાદ વગેરે મોકલ્યાં છે તે લેશો.’





આ પત્ર અને પ્રસાદી વસ્તુઓ કાસદને આપીને વિદાય કર્યો અને શ્રીગોકુલેશજીએ શ્રીમુખે આજ્ઞા કરી : 'આ બધું બહેનજીરાજને આપજો. માર્ગમાં સાવધાન રહેજો.'

આ તરફ કપડવંજમાં બહેનજીરાજને સ્વપ્ન આવ્યું કે શ્રીગોકુલેશજીનો વધૈયો પત્ર લઇને આવે છે. પોતાની સખીને લઇ એક ગાઉ સામે ગયાં અને ત્યાં વધૈયા (કાસદ)ને સામે મળ્યાં. આ જગાએ એક વાવ હતી. હાલમાં આ જગા 'બહેનજીરાજની વાવડી' તરીકે પ્રસિદ્ધ છે. આજે પણ ભરૂરૂચી સમાજના વૈષ્ણવો ત્યાં જઇ વધાઇ-કીર્તનનું ગાન કરે છે.

વધૈયાએ શ્રીગોકુલેશજીનો પત્ર બહેનજીરાજને આપ્યો. તેમણે દંડવત્ પ્રણામ કરી, હૃદય અને નેત્રોને સ્પર્શ કરાવી તેમજ મસ્તકે ચઢાવીને ભાવપૂર્વક વાંચ્યો. આર્તિયુક્ત હૃદયે શ્રીગોકુલેશજીના ગુણગાન ગાતાં ગાતાં ઘેર પાછા ફર્યાં. સર્વ ભગવદીય સમાજને આમંત્રી મોટો ઉત્સવ મનાવ્યો.

કપડવંજમાં આજે પણ બહેનજીરાજનું નિવાસસ્થાન છે. જ્યાં ભરૂરૂચિ સમાજના વૈષ્ણવો સેવા કરે છે. પોષ સુદ ૧૩ના શુભ દિવસે પ્રતિવર્ષ બહેનજીરાનનો જન્મદિવસ પણ આનંદપૂર્વક મનાવાય છે.

આ બહેનજીરાજ શ્રીગોકુલેશ પ્રભુના અતિ અનન્યાશ્રિત અને સ્વરૂપનિષ્ઠ ભગવદીય હતાં. તેમનાં હૃદયનો ભાવ અનિર્વચનીય છે.

...ક્રમશ:

સંયોજન:- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઇલાલભાઇ શેઠ.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીધોલ પદ

## ભક્ત અનેક પ્રતિ ભક્તને

ભક્ત અનેક પ્રતિ ભક્તને ભાવ તણો નહિં પારજી;

ભાવ સમ જોગ્યતાએ કરી દાનનો અનેક વિસ્તારજી. ૧

એકને દાન પોતે કર્યું, જોગ્યતા કરીએ સમાનજી;

જેહવો રસ આપુ અનુભવ કરે, તેહવાકર્યા ભાગ્યવાનજી. ૨

જે ધર્મ સ્વરૂપમાં રસતણાં, તે ધર્મ ભક્તોમાં કરીયાંજી;





રસે પ્રોજીને પુરણ કરી રસિક ભાવે સહુ ભરીયાંજી. ૩

આનંદ-માત્ર-કરપાદ-મુખસ્વરૂપ, તેમ ભક્ત તે તેહવાજી;
પ્રાણ વલ્લભે પ્રાણ સમ કરી, રસહીતે કીધા તે એહવાજી. ૪

અગણિતાનંદ સ્વરૂપ એ અગણિતાનંદ છે એહોના ભક્તજી;
ઉભય રસ અનુભવે પ્રતિક્ષણું, ઉભયતાએ અનુરક્તજી. ૫

એક સમાજને જોઈ અને, બીજા ઉપર કરે શુભ દ્રષ્ટિજી;
અનુભવ્યાને આરત ઘણી, અનુભવે તેહોને રસ વૃષ્ટિજી. ૬

એ ઉભય આરતસેં મત્ત રહે, એણી પેરે હોયે રસભોગજી;
પ્રભુને એહોની આરત દહે, સુખ લહે કરી અને સંયોગજી. ૭

ભક્તને વિપ્રયોગ કરી, વિપ્રયોગારત ધણીયજી;
અંતર અસહી પરિતાપે વિહ્વલ રહે ગોકુલ ધણીયજી. ૮

એમ નિમેષ માંહે ઉભયને ઉભય રસ, ભાંતી ભાંતી હોય રસ રીતજી;
ભક્તના રૂદયને ભક્તજુત, આવી બેસે છે કરીયને પ્રીતજી. ૯

ભક્ત દ્વારા રસ પ્રગટ હોયે, જ્યાં ત્યાં ઉભય સંયોગજી;
તેહ રસ સર્વનો આપ પ્રભુજી પોતે કરે રસભોગજી. ૧૦

ભક્તને સુખે સુખ કરી લહે ભક્ત સંતુષ્ટ હોયે સંતુષ્ટજી;
એ પ્રાણ વલ્લભે કરૂણા કરી એહવા કીધા છે ઉત્કૃષ્ટજી. ૧૧

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# વિચાર કરવો જોઇએ !

## સેવાકર્તા તથા સેવાપરિચારક

ગયાં અંકમાં આપણે સેવા કરનાર અને સેવામાં પરિચારક કોણ હોઇ શકે, તેમાં શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણના ૨૪ વચનામૃતમાંનો ૧૦મો વચનામૃતનું આપણે સમજણ પ્રાપ્ત કરી. હવે આપણે આજ વિષય પર અન્ય પ્રમાણોને પણ સમજવાનો, ભણવાનો પ્રયાસ કરીએ.

**भार्यादिरनुकूलश्चेत् कारयेद् भगवत्क्रियाम् ।।**

**उदासीने स्वयं कुर्यात् प्रतिकूले गृहं त्येजत् ।।**

एवं प्रवृत्तस्य भार्यादीनां विनियोगम् आह '**भार्यादिरनुकूलश्चेद्**' इति. भार्यादिकं गृहं, विष्णुपराङ्मुखाः भार्यादयो अन्यथा परित्यागे दोषएव. अनेन अवैष्णवैः सह अस्मिन्मार्गे इति उक्तं भवति । (तत्त्वार्थदीप निबंध सर्वनिर्णय प्रकरण कारिका एवं प्रकाश २.२३१)

શ્રીમહાપ્રભુજી નિબંધ ગ્રંથના સર્વનિર્ણયની ૨૩૧મી કારીકામાં આજ્ઞા કરે છે કે 'પત્ની વિગેરે જો સેવામાં અનુકૂલ હોય તો જ તેમનાથી પ્રભુસંબંધી ક્રિયા-પરિચર્યા કરાવવી જોઇએ. અને જો ઉદાસીન હોય, વિરોધ હોય તો જાતે જ સેવા કરવી અને પછી જ્યારે એવું લાગે કે હવે સેવામાં સર્વ પ્રતિબંધ પ્રતિકૂલતા આવી રહી છે, ત્યારે ઘર વગેરેનો ત્યાગ કરવો જોઇએ.

આ પ્રકારે સેવામાં પ્રવૃત્ત અધિકારીના પત્ની આદી (પુત્ર, માતા, પિતા ઇત્યાદી)નો ભગવત્સેવામાં વિનિયોગ કહેવામાં આવી રહ્યો છે. 'પત્ની આદિ અનુકૂલ હોય તો', 'ગૃહ' એટલે પત્ની વિગેરે. આમ પરિત્યાગ જો તેઓ વિષ્ણુપરાંમુખ હોય તો જ કરવો. અન્યથા નહિં, કેમકે તે સ્થિતિમાં તેને દોષરૂપ માનવામાં આવ્યું છે. આ કહેવાનો આશય એ છે કે માર્ગમાં અવૈષ્ણવ સાથે રહેવું જોઇએ નહિં. (ત.દી.નિ.પ્ર.૨.૨૩૧)

तत्रादौ शरणं यातः किं कुर्यादिति चोच्यते ।।

श्रीमदाचार्यमार्गीयगुरुणा शरणं गताः ।।

स्वामित्वेन हरिं स्वं तु सेवकत्वेन भावयेत् ।।

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

एवमाश्रित्य धर्मोऽयं संक्षेपेण निरूपित: ।।

...अत: परं क्रमेणैव जीव: कृतसमर्पण: ।। ९-१० ।।

.................................

सेवासंस्काररूपत्वाद् विदध्यात्सेवनां सदा ।।

...सर्वथा सर्वदैवापि नचाद्यादसमर्पितम् ।। २५-२६ ।।

तद्भक्षणे भवेदेवाब्रह्मसम्बन्धि वस्तुत: ।।

सर्वत्र ब्रह्मसम्बन्ध-भावना-नाशएव हि ।। २७ ।।

यथा समर्पणे योग्यं यत् तथा तत् समर्पयेत् ।।

.................................

गृहे स्थित्वा सेवनार्थं स्वधर्मेणैव सर्वथा ।।

कृष्णं भजेत् यतो अधर्मकरणात् हीनयोनिता ।। ४५ ।।

कृष्णमूर्तौ यथालब्धैर्द्रव्यै: सम्पूजयेद् हरिम् ।।

पूर्वं स्थानं मन्दिरादि तथा सिंहासनादि च ।। ४६ ।।

.................................

भार्यादीनामानुकूल्ये तै: सेवामेव कारयेत् ।। ५६ ।।

स्वयं कुर्याद् उदासीनतया तेषां पुन: स्थितौ ।।

अपकीर्तिभयात् कृष्णसेवा-वैयग्र्य-संभवात् ।। ५७ ।।

स्वकृत-ब्रह्मसंबन्धं विभाव्य हृदि सर्वथा ।।

तत्पोषणं प्रकुर्वीत रुग्णदेहवदातुर: ।। ५८ ।।

(श्रीहरिरायजीकृत स्व.श.स.से.नि.९-५८)

સર્વ પ્રથમ શરણાગત અધિકારીએ શું કરવું જોઈએ, એ શ્રીહરિરાયજી આજ્ઞા કરી રહ્યાં છે. શ્રીમદ્ વલ્લભાચાર્ય દ્વારા પ્રવર્તિત માર્ગના ગુરુ દ્વારા જેમણે શરણાગતિની દીક્ષા લીધી હોય તેમને માટે એ આવશ્યક છે કે શ્રીહરિને સ્વામી માને અને પોતાને સેવક...આ પ્રમાણે સંક્ષેપમાં શરણાગત અધિકારીના ધર્મનું નિરૂપણ કર્યું...





હવે ક્રમ પ્રમાણે જ જે જીવે સમર્પણ કર્યું હોય તેના ધર્મો કહેવાય છે. સમર્પણની દીક્ષા સેવાર્થ અપેક્ષિત સંસ્કારરૂપ હોવાથી તે દીક્ષિત વ્યક્તિએ તો સર્વથા સેવા જ કરવી જોઈએ...સર્વથા સર્વદા જ અસમર્પિતનું ભક્ષણ ન કરવું જોઈએ, કેમકે અસમર્પિતનું બક્ષણ કરતાં (બ્રહ્મસંબંધી) વસ્તુત: અબ્રહ્મસંબંધી થઇ જાય છે અને બ્રહ્મસંબંધની ભાવનાનો સર્વત્ર નાશ જ થઇ જાય છે. જે વસ્તુ જે પ્રમાણે પ્રભુને સમર્પિત થઇ શકતી હોય તે પ્રમાણે તે વસ્તુ શ્રીપ્રભુને સમર્પિત કરવી જોઈએ. ઘરમાં રહીને જે સેવા કરવાની કીધી છે, તે સર્વથા સ્વધર્માનુસાર જ શ્રીકૃષ્ણભજનના રૂપમાં કરવાની છે, કારણકે અધર્મ કરતાં હીનયોનિમાં જન્મ મળી શકે છે. યથાલબ્ધ દ્રવ્યોથી શ્રીહરિનું પૂજન તેમની મૂર્તિના રૂપમાં કરવું જોઈએ. શ્રીહરિપૂજન કરતાં પહેલા શ્રીહરિના બિરાજવાના સ્થાનરૂપ મંદિરાદિ અને સિંહાસનાદિનું પણ અલંકારાત્મક પૂજન કરવું જોઈએ...પત્ની વગેરે જો ભગવત્સેવામાં અનુકૂલ હોય તો તેમનાથી સેવા જ કરાવવી જોઈએ, પણ જો તેઓ ઉદાસીન હોય તો પોતે જ ભગવત્સેવા કરી લેવી જોઈએ. ઉદાસીન પરિવારજનો પાસે જબરદસ્તી સેવા કરાવતાં સેવામાં વ્યગ્રતા અને સેવાનિંદાની સંભાવના રહેલી છે. તેવી પરિસ્થિતિમાં જેમ આપણા જ દેહમાં કોઇક એવી માંદગી થાય કે જેમાં ભગવત્સેવા પણ ન થઇ શકતી હોય તો તેમાં દેહનું પાલન જેવી રીતે કરવું પડે છે તેમ તેવા ભગવત્સેવામાં ઉદાસીન પરિવારજનોનું ભરણપોષણ પણ આપણે પોતે કરેલ બ્રહ્મસંબંધનું હૃદયમાં અનુસંધાન કરીને રુગ્ણપરિવારની ભાવના રાખીને કરવું જોઈએ. (શ્રીહરિ.સ્વ.શ.સ.સે.નિ.૯-૫૮)

આપણે આ ઉપરોક્ત વચનો વાંચીને જરા વિચાર કરવો જોઈએ, કે આપણા મૂલાચાર્ય અને પરવર્તી આચાર્યોએ આપણા માર્ગમાં આપણા જેવા જીવોનો ઉત્કર્ષ થાય તે માટે કેટલી સૂક્ષ્મતાથી કાળજી લીધેલી છે. કોણ સેવા કરશે, અને કોની પાસે સેવા કરાવી શકાય, કારણકે જો આપણા શ્રીગુરુદેવે જ્યારે આપના માથે શ્રીઠાકોરજી પધરાવી દીધા છે, અને આજ્ઞા કરે છે કે આ મારુ સર્વસ્વ છે, તેમ જાણીને સેવા-ટહેલ કરજે. જો આવી આજ્ઞા હોય, તો પછી આપણે ગાફેલ કેમ રહી શકીએ. ગમે તેની પાસે સેવા પ્રદર્શન, પરિચર્યા કેમ કરાવી શકીએ? હા! આજની વર્તમાનની કહેવાતી પુષ્ટિમાર્ગની પરિસ્થિતિથી આ આપણને અલગ લાગે છે, પણ આજ ખરો માર્ગ છે શ્રીમહાપ્રભુજીનો. તેથી આપણે શું આજના પુષ્ટિમાર્ગને અનુસરવું છે કે પછી શ્રીમહાપ્રભુજીના પુષ્ટિમાર્ગને, કે જે આજે ૫૨૫ વર્ષ ઉપરાન્ત અને ત્યારબાદ અનેકો વર્ષો સુધી સાશ્વત છે, સત્ય છે, તેમાં જરાય પણ ફેર નહીં આવે. જરા વિચાર કરો.

...ક્રમશ:

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

